# મુમતાજ બેગમ અને બાવલા ખુન કેસ.



છપાવી પ્રસિદ્ધ કર્તા,

“ નવચેતન ” પુસ્તકાલય.

બરાનપુરી ભાગળ, સુરત.

કિંમત એક આનો.

## મુંબાઈની મેજીસ્ટ્રેટ કોર્ટમાં નીકળેલા મુકદમો.

# બાવલા ખૂન કેસ

પ્રોસીક્યુશનની હકીકત એવી છે કે ગઇ તા. ૧૨ મી જાન્યુઆરીએ રાત ૮॥ ના સુમારે મુંબાઇના લક્ષાધીપતી મેમન મી અબ્દુલકાદર બાવલા મુમતાજ બેગમ અને તેમના પોતાના સેક્રેટરી સાથે મોટરમાં બેસી મલબાર હીલ તરફ ફરવા જતા હતા તેવામાં અચાનક એક મોટરકાર આવીને આથડી. એ મોટરકારમાંથી પાંચ માણસો કુદી પડયા અને બાવલા ઉપર ગોળીબહાર કર્યો હતો એથી બાવલા મરણ પામ્યા હતા અને મુમતાજને પણ ઇજા થઇ હતી. મુંબઇની બહોશ પોલીસે લાંબી મુદત તપાસ કર્યા પછી દશ આરોપીઓની ધરપકડ કરી હતી. ૧ સરદાર આનંદરાવ ફણુસે, ૨ એસ આર ડીગે, ૩ પી. બી. પાડે, ૪ અબદુલ લતીફ, ૫ મુમતાઝ મહમદ, ૬ કુરામતખાન નીઝામતખાન, ૭ અકબરશાહ મહમદશાહ, ૮ બહાદુરશાહ મહમદશા, ૯ મહમદશરી, ૧૦ અહમદશરી ઉપર મુજબના આરોપીઓને પકડી સરકાર તરફથી મુકદમો ચલાવવા પબ્લીક પ્રોસીક્યુટરની ફરમાસથી મી. કેનેથ કેંપબેરીસ્ટર હાજર હતા. ઉપલા દશ આરોપીઓમાં બે મુંબઇ અને ૮) ઇંદોરના છે,

## મુમતાજ વારાંગના.

મુમતાજે ઇંદોર રાજ્યમાં પહેલ વહેલી પોતાની જીંદગી ગાનારી તરીકે શરૂ કરી હતી. અને એના ઉપર ઇંદોરના મહારાજા પ્રસન્ન થયા હતા. તેથી તેણે ઇંદોરમાં માનીતું સ્થાન મેળવ્યું હતું ત્યાર

પછી ઘણા વર્ષે મુંબઈના લક્ષાધીપતી ગ્રહસ્થ મી. બાવલા તેના ઉપર મોહ પામ્યા અને મુમતાજને મુંબઈમાં લેઇ આવ્યા.

## બાવલાના ખુનની હકીકત

તા. ૧૬ મી ડીસેમ્બરે મરહુમ બાવલા મુમતાજ સાથે લોનાવાલા ગયા હતા. તે પહેલાં તારીખ ૧૨ મી ડીસેમ્બરે તહોમતદાર ફ્રણુસેએ રાતી મેકસ્વેલકાર ઇંદોર ખાતે મોકલી આપી હતી. એજ મોટરકાર તા. ૧૦ મી જાન્યુઆરીએ કેટલાક માણુસો સાથે પુના પહોંચી હતી. જે વેળાએ મુમતાજ અને મીસ્ટર બાવલા લોનાવલામાં હતાં જે વખતે મી ફ્રણુસે મુંબઇમાંજ હતા અને આ રાતીકારને બહાદુરશા હાંકતો હતો એજ રાતીકાર તા. ૧૧ મી જાન્યુઆરીએ લોનાવલા મુકામે જઇ પહોંચી હતી. પણ બીજે દીવસે મ્યુનીસીપાલીટીના પ્રમુખની ચુંટણી માટે મી બાવલા આવવાના હતા. તેજ કાર ત્યાંથી બીજે દિવસે મુંબઇ ખાતે આવી પહોંચી હતી. અને તા. ૧૨ ની સાંજે તેમાં બેઠેલા માણુસોએ મલબાર હીલ આગળ મી. બાવલા ઉપર હુમલો કર્યો ત્યાર પછી કાર નાસી ગઇ હતી તેનો હજુ પત્તો લાગ્યો ન હતો અને તા ૧૩ જાન્યુઆરીએ આ બીનાનો તાર ઇંદોર ખાતે મુકવામાં આવ્યો હતો ને એક આરોપીને પકડવામાં આવ્યો હતો

## કાવતરાનો ભેદ

ઉપલા દશ આરોપીઓએ ૧૯૨૪ ના અકટોબર અને ૧૯૨૫ ના જાન્યુઆરી વચમાં મુમતાજ બેગમને બ્રીટીશની હદમાંથી નસાડવા માટે આ કાવત્રુ રચ્યું હતું અને મુમતાજને ઉપાડી લેઇ જવાને માટે

પાસે બેઠેલા મી. બાવલાનું પીસ્તોલથી ખુન કર્યુ હતુ ને મુમતાજને પણ છરીના ઘાથી સખત ઇજા કરી હતી.

## કોર્ટમાં મુમતાજ

સાડાબાર વાગે મુમતાજ બેગમને કોર્ટમાં લાવવામાં આવી હતી અને પોતાના મોઢા ઉપર તેણે બુરખો નાખ્યો હતો તે પાંજરામાં જઇને તેણે કાઢી નાખયો હતો.

## મુમતાજની કહાણી

મુમતાજે-મી૦ કંપની જુબાનીમાં જણાવ્યું કે મને એક ગાનારી તરીકે ઉછેરવામાં આવી હતી અને મારી ચઉદ વર્ષની ઉમરે હું ઇંદોર દરબારમાં ગાનારી તરીકે પ્રસિદ્ધમાં આવી અને ત્યાંથી શરૂઆતમાં હું હૈદરાબાદ ગઇ હતી અને મહારાજા એ મારી પાસેથી મારૂં સર્વસ્વ લઇ લીધું અને મને અમૃતસર મોકલી અને પછી પાછી મને ઇંદોર બોલાવી. ત્યાં હું મહારાજાની રખાત તરીકે લગભગ નવ વર્ષ સુધી રહી હતી અને તેજ વખતે મહારાજાએ મારૂં નામ બદલી કમળાબાઇ તરીકે રાખ્યું. ત્યારબાદ હમો વીલાયત ગયા હતા પછી મને એક જીવતી પુત્રીનો જન્મ થયો હતો ને પાછળથી તે પુત્રી મરી ગઇ. આ બનાવ પછી હું મહારાજા સાથે ભાનપુર મુકામે શીકાર કરવા ગઇ હતી તે વખતે મારી સાવકી માતા તેમજ મારા બાપ પણ તહીંજ હતા પરંતુ મને ત્યાં પણ સખત ચોકીમાં રાખવામાં આવી હતી જેથી મારો મેળાપ મારા બાપની સાથે થતો નહિ તેથી આવા કેદી જીવનથી હું કંટાળી ગઇ અને મુંબાઇના કમીશનર ઉપર મેં કાગળ લખયો તેમજ બીજો કાગળ દીલ્હી પણ લખ્યો હતો ને,

મેં પોલીસનું રક્ષણ માગ્યું હતું તે વખતે મહારાજા તરફથી મસુરી જવાને માટે મારા ઉપર હુકમ નીકળયો આ વખતે સુળે નામનો એક માણસ મારી સાથે હતો તેમજ મારા મા બાપ પણ મારી સાથેજ હતાં અને હું દીલ્હી ગઇ ત્યારે મારી અરજ પ્રમાણે પોલીસના માણસો હાજર હતા. તેથી મેં સુળેને ચોકખુ કહી દીધું કે હવે હુ મસુર આવનાર નથી; કારણકે મહારાજાની કેદથી હું કંટાળી ગઇ છું એટલે પોલીસે આવીને મને તેમના કબજે લીધા.

## મહારાજાની ધમકીઓ

દીલ્હીથી હું અમૃતસર ગઇ ત્યાં ઇંદોરથી ઘણા માણસો મને વારંવાર મળવાને માટે આવતા હતા તેમજ મહારાજાએ જકક. ઉલ્લા નામના એક માણસને મોકલ્યો હતો ને મને કહેવરાવ્યું હતું કે તું રાજીખુશીથી નહી આવે તો તારા ઉપર ફરી બળજોરી કરવી પડશે, તેથી થોડા સમય પછી હું અમૃતસરથી નાગપુર ચાલી ગઇ. જકકા ઉલ્લા મને મળવા આવ્યો તે પહેલાં મેં કમીશનરની મદદથી બે ગુરખાઓને રક્ષણ માટે રાખ્યા હતાં.

## મુંબાઇમાં આવી

નાગપુરમાં રામલાલ અને બીહારી એ બે માણસો મને મળવા આવ્યા હતા. અને નાગપુરથી મુંબાઇ આવીને સરકાર પાસે મારો ઇરાદો રક્ષણ માગવાનો હતો કારણ કે ઇંદોર મહારાજાના માણસો મારી પાછળ પડયા હતા અને હું મદનપુરામાં રહેતી હતી ત્યાંથી રંગારાની ચાલમાં રહેવા ગઇ.

# બાવલાની પીછાન

રંગારાની ચાલમાં અલાબક્ષ નામનો એક માણસ મી. બાવલાને મારે ઘેર લાવ્યો ત્યાર પછી હું મી. બાવલાને ત્યાં પહેલી મુલાકાત પછીથી તારદેવ બાવલાના મકાનમાં રહેવા ગઈ તેમજ બાવલા શેઠ સાથે અજમેર દીલ્હી આગ્રા સીમલા વગેરે સ્થળોએ મેં મુલાકાત લીધી હતી. તેમજ તારદેવમાં એક બઇઓ મારા મકાનમાં રહેતો હતો તેણે હમો સીમલાથી આવ્યા ત્યારે એક ચીઠ્ઠી મને આપી જે ઇંદોરથી આવી હતી. તે વાત મેં બાવલાને જણાવી જેથી તે બૈયાને બાવલાએ મારી કાઢી મુકયો. ને ત્યાર પછી હું બાવલા સાથે ચોપાટીના બંગલામાં રહેવા ગઇ. તેમજ તારદેવ હું રહેતી હતી ત્યારે નતનજાન નામની બાઇ પણ મને ત્રણ વખત મળવા આવી હતી તે શા કારણથી આવી હતી તે હું સમજી શકી નહી મી. બાવલા ઉપર પણ એક બે કાગળ અંગ્રેજીમાં આવ્યા હતા જેથી બાવલાએ મને બહાર નીકળવાને ચોકખી ના પાડી હતી.

# લોનાવલાની મુસાફરીએ

મી. બાવલા સાથે હું લોનાવલા ગઇ હતી ને ત્યાં વીસપચીસ દીવસ રહયાં હતાં અને મલબાર હીલ આગળ કેસ બનતા અગાઉ પાંચેક દીવસ પહેલાં હમો મુંબઇ આવ્યા હતાં તેમજ લોનાવલામાં પણ હું બાવલા શેઠના બંગલામાંજ રહેતી હતી બાવલાશેઠ મોટરમાં લોનાવલા ગયા હતા જ્યારે હું તેમજ બીજાં ટ્રેનમાં ગયાં હતાં. બાવલાશેઠની મોટર હાંકનારનું નામ મહમદશરી હતું તેમજ તેની સાથે અહમદ નામનો કલીનર પણ હતો. હમો લોનાવલા રહેતાં હતા ત્યારે

બાવલાશેઠ રેસના દીવસે મુંબઇ આવતા હતા તેમજ અત્રે સાક્ષીને એક કાગળ બતાવવામાં આવ્યો હતો જે તેને ઓળખતાં જણાવ્યું હતું કે એ કાગળ તેના ભાઇ નીસાર મહમદના હાથથી લખાયલો હતો તે કાગળ મી. બાવલાએ મને લોનાવલા ખાતે બતાવ્યો હતો અને હમો લોનાવલાથી મુબાઇ ટ્રેનમારફત પાછાં ફર્યાં હતાં ત્યાર પછી મોટર મુંબાઇ ખાતે આવી હતી. મહમદશફી ડ્રાઇવર પુને કેમ ગયો હતો તેની ખબર નથી, તેમજ મુંબાઇ ગયા તે દીવસ રેસ હોવાથી બાવલા શેઠ રેસમાં ગયાં હતાં બીજે દિવસે સાંજના ખાણું ખાતી વેળાએ બાવલા શેઠને કોઇ બોલાવા આવ્યું. જેથી તે નીચે ગયા હતા.

## ભયંકર ચેતવણી.

ખુનના દીવસે બચુભાઇએ આવીને ચેતવણી આપી કે મહમદ અલી નામનો એક માણસ બાવલાશેઠનું ખુન કરવા આવ્યો છે અને તે એવા ઇરાદે કે બાવલાશેઠને મારી નાંખી તને નસાડી લેઇ જવી.

## ખુનના દીવસની ભયંકર સાંજ

બીજે દીવસે સાંજે મોટરમાં બેસી મી. બાવલા સાથે ફરવા ગઇ હતી. અને અમારી મોટર મહમદશફી હાંકતો હતો. અને અમો પહેલાં એપોલોબંદર ગયાં અને ત્યાંથી અનુક્રમે કોલાબા–મહાલક્ષ્મી તોપખાના અને છેવટે ત્યાંથી ચોપાટી તરફ પાછાં ફર્યાં, ત્યારે બાવલાના મીત્ર મેથ્યુસ મળ્યા તેમને મોટરમાં બેસાડી મલબાર હીલ તરફ હંકી હેંગીગગાર્ડન આગળ પહોંચ્યા એટલામાં મોટરના ભોંભોંનો

અવાજ સંભળાયો, જેથી હમારા ડ્રાઇવરે મોટર ધીમી કરી એટલામાં પેલી મોટર આવી હમારી મોટરના આગલા ભાગમાં અથડાઇ અને તેથી અચકાઇ હમારી ગાડીની બત્તીઓ હોલવાઇ ગઇ અને પેલી મોટરમાંથી સાત આઠ માણુસો બહાર કુદી પડયા અને હમારી મોટરમાં ચઢી ગયાં અને હું બાવલાની ડાબી બાજુએ બેઠી હતી ત્યાં એક માણુસે પુછયું તું હમારી બાઇને કયાં લઇ જાય છે એમ કહી તરતજ પીસ્તોલના બહાર કર્યા અને મને મોટરમાંથી બહાર ઘસડી કાઢી અને મારા ઉપર ચપ્પુના ઘા કર્યા તે વખતે હું ગભરાઇ ગઇ અને બુમો પાડવા લાગી એટલામાં એક સારજંટ આવી પહોંચ્યો તેણે મને ચપ્પુ મારનારને પકડયો અને મને બાવલાની મોટરમાં તેની સાથે બેસાડી અને આ જગ્યાએ મુમતાજે સ્પષ્ટ જણાવી દીધુ કે ચપ્પુ મારનાર તે મોટર ડ્રાઇવર મહમદસફી હતો અને તેના સાગરીતોએ ખાખી કપડાં પહેર્યાં હતાં.

## મુમતાજની બચાવ માટેની અરજ.

આ વખતે મુમતાજે મેજીસ્ટ્રેટ આગળ જણાવી દીધું કે ઇંદોરના મહારાજાએ મને તથા મારા કુટુંબને કેટલાક વર્ષથી કેદી જેવી સ્થિતિમાં રાખી મુકયાં હતાં તેમજ મારા અહીંયાં આવ્યા પછી મને ઘણી ધમકીઓ પાછી લઇ જવાને માટે આપી હતી અને મારા મુંબઇ આવ્યા પછી બાવલાના ખુનનો કેસ બન્યો હતો તેમજ કોર્ટ સમક્ષના કોઇ પણ આરોપી પર મારો દ્વેષ નથી પરંતુ હું દીલગીર છું કે મારા લાગતા વળગતા પક્ષના માણુસો આજે અહીં બધા હાજર નથી. જે પક્ષો આજે કોર્ટની સમક્ષ હાજર નથી તેમનો સમાવેશ કરનારી અને આ બાબત સાથે સંબંધ ધરાવનારી બાબતો

રજુ કરનારી જુદી અરજી કરવાની મને સલાહ મળે તો મારા ધારાના હીમાયતી મારફત ન્યાયની ખાતર નોંધાવવાની મને રજા આપશો. તેમજ મને હવે મારા જીવ વીષે ગણોજ ભય છે તેથી જો આપના તરફથી પગલાં ભરવામાં નહી આવે તો મારો તેમજ મારા કુટુંબનો જાન જોખમમાં છે, તેથી મારા રક્ષણ માટે તમો નામદારને અરજ કરૂં છું.

## તા. ૨૭ મી ની જુબાની.

તા. ૨૭ મીને શુક્રવારે મુમતાજનો મામો અલ્લાબક્ષ ટેક્સી ડ્રાઇવર તથા માસી નતનજાન અને ઇંદોરની મુંબાઈની મીલકતના કારભારી મુલગાવકરની જુબાનીઓ લેવાઇ હતી. અલ્લાબક્ષ અને નતનજાનની જુબાનીઓમાં જણાવ્યું હતું કે તેઓ પોતાની ટોળી સાથે હયુજીસરોડ ઉપર આવેલા ઓરેરા હાઉસ ઉપર રહેતાં હતાં અને મુમતાજને ઉઠાવાં લઇ જવા માટે નવીન યુક્તિઓના પ્રયાસ ચાલુ હતા. અલ્લાબક્ષ અને નતનજાન બંનેને આ ટોળીએ બોલાવ્યાં હતાં તે બાતમી બાવલાને અલ્લાબક્ષે છુપી રીતે આપી હતી ને ચેતતા રહેવા માટે કહ્યું હતું અલ્લાબક્ષે કહ્યું કે રાતી મેક્સ વેલકાર તેણે ઘણો વખત જોઇ હતી અને પોતાના ભાઇએ તેનો નંબર પણ નોંધી લીધો હતો ઇ દોરની ટોળીએ તેના ભાઇને રૂપીઆ આપી ફોડયો હતો તેમજ મને પણ લાલચો આપી હતી પણ મુમતાજ મારી સગી હોવાથી તે કાળા કૃત્યમાં ભળવાની મેં ચોકખી ના પાડી હતી નતનજાને જુબાનીમાં જણાવ્યું હતું કે બાવલા બચુબાઇને કાકી કહેતાં હતા તેણે પણ ઓરેરા હાઉસ સોમરસેટ પેલેસની મુલાકાત લીધી હતી મુલગાઉકરે રાતી મેકસ્વેલ કાર કયારે ખરીદાઇ અને તે ઇદોર કયારે

મોકલવામાં આવી તેનો ખુલાસો કર્યો હતો એવું ડ્રાઇવર પ્રધાનનું કહેવું હતું કે બહાદુરશાહ નામનો મોટો ડ્રાઇવર એ કારને હાંકી જતો હતું એવુ ડ્રાઇવર પ્રધાનનું કહેવું હતું. પ્રધાને તે કાર મલબાર હીલ આગળ જોઇ હતી શનીવારે લેફ્ટેન્ટ બકલ અને સ્ટીફન નામના બે અંગ્રેજોએ જુબાનીમાં જણાવ્યું હતું કે મલબાર હીલ આગળ બાવલાના ખુનનો કેસ જોયો હતો અને બદમાસના હાથથી મુમતાજને બચાવી હતી. મોટર ડ્રાઇવર પ્રધાને જુબાની આપતા કહયું હતું કે ખુનનાં દીવસે પોતે એક મુસલમાન સરદારને મોટરમા બેસારી મલબાર હીલ આગળ લઇ ગયો હતો. અને તેઓ થોભ્યા હતા તે દરમ્યાન રાતી મેકસ્વેલ કાર જતાં તેણે જોઇ હતી અને બીજે દિવસે તેણે સાંભળ્યું કે બાવલાનું ખુન થયું. આ કેસનો વધુ પુરાવો આપતાં મી. પ્રધાને જણાવ્યું કે પોતે એક માળીને લેઇ ઇંદિરમાં ગયો હતો અને તેણે કોઇ સૂમજે નહી એવી રીતે તાર કર્યો હતો. આ વખતે ૨–૩૦ થવાથી કોર્ટ લંચ માટે ઉઠી હતી.

## લંચ પછીની બેઠક.

લંચ પછી ૩–૩૦ વાગે કોર્ટ મળતાં મી. વેલીનકરની ઉલટ તપાસથી મી. પ્રધાને જણાવ્યું હતું કે રાતી મેકસ્વેલ કાર મેં જોઇ હતી જેમાં ત્રણ આગળ અને ત્રણ પાછળ માણસો બેઠેલા હતા તે એજ કાર હતી તે હું ચોક્કસ કહી શકતો નથી. પરંતુ બીજે દીવસે ખુનની વાત છાપામાં બહાર પડવાથી મને તે મોટરકાર યાદ આવી. વળી બદમાસો રાતી મેકસ્વેલ કારમાં બેસી ખુન કરવા માટે ગયા હતા એ બાબત પણ મારા જાણવામાં આવી.

## ઘોંડુ માળીની જુબાની.

ત્યાર પછી ઘોંડુ માળીએ મી. કેંપની તપાસમાં જાહેર કર્યું કે હું સોમરસેટ હાઉસમાં માળીનું કામ કરૂં છું આ ખુનનો કેસ બન્યો તે પહેલો હું ઓરોરા હાઉસમાં હતો તે વખતે ત્રીજો આરોપી બહાદુરશા બે આરોપી લેઇને મારી પાસે આવ્યો તે બે માણસોમાં એક હીંદુ અને બીજો મુસલમાન હતો તે બંગલામાં ગયાને બારી બારણાં બંધ કરી દીધાં તેજ સાંજે ઇંદોરથી રતી મોટરકાર આવી હતી ને તેમાં છ માણસો બેઠેલા હતાં અને બીજે દીવસે પણ ઓરોરા હાઉસનાં બારી બારણાં બંધજ હતાં તેમજ ઇંદોરથી આવેલાં માણસો પણ ત્યાંજ હતાં તે સાંજે ૫-૩૦ મોટરને ગેરેજમાં બહાર કાઢવામાં આવી ને પેલા માણસો અંદર બેસી ગયા ત્યાર પછી બહાદુરશાહે મને સમજુતી આપી કે આ મોટર ભોપાળથી આવી છે.

## માળીને અપાયલી ધમકીઓ.

બહાદુરશાહે કહ્યું કે આ વાત તું ફોડીશ તો તને મારી નાંખવામાં આવશે પછીએ શાક્ષીએ જણાવ્યું કે મને ત્યાર બાદ મુલગાંવકરે ઇંદોર મોકલ્યો હતો હું ૧૧॥ વાગે પહોંચ્યો, બેલે મારી સાથેજ હતો. મોટરમાં બેસાડી મને તોપખાને લઇ જવામાં આવ્યો, ત્યાં મને ચેતવણી આપી ઇંદોરમાં ધરપકડ ચાલે છે તે કોઇને કહેવું નહી બીજે દીવસે મુંબાઇ જઇ મુલગાંવકરને મળ્યો તેણે મને ખુન સંબધી બાતમી કોઇને ન આપવા ચેતવણી આપી પછી છુપી પોલીસ મને પકડી ઇંદોર લઇ ગઇ.

## બાવલાનો ડ્રાઈવર ફરી ગયો.

ત્યારબાદ તા. ૩૧ મી એ બાવલાના સોફરની જુબાની લેવામાં આવી તેમા સોફર મહમદશફીએ જણાવ્યું કે પોલીસ તરફથી જે સ્ટેટમેંન્ટ રજુ થાય છે તે તદ્દન જુઠું છે ને હું જે કહું છું તેજ વાત ખરી છે. આ બાજી પલટાયલી જોઇને મેજીસ્ટ્રેટ મી. કેંપને

સ તમે પોલીસ કમીશનરની હાજરીમાં મી. જેક્સનને કહ્યુ હતું કે બહાદુરે તમને એવી વાત કરી હતી કે જો તું મુમતાજને નસાડવા માટે અમને મદદ કરસે તો મહારાજા તરફથી રૂ. ૫૦૦૦ ઇનામ મળશે.

જ—મેં આવું કંઇ પણ કહ્યું જ નથી.

સ—બહાદુર તને ખૂનના દીવસે સાંજે મળ્યો હતો અને તને મોટર થોભાવાનું કહ્યું હતું આ પ્રમાણે કહેવાનું તે કબુલ્યું હતું એવું સ્ટેટમેંટ મી. જેક્સન આગળ નોંધાવ્યું હતું.

જ.—બીલકુલ નહીં.

સ.—પોલીસ તરફથી સ્ટેટમેંટ જે તને પાછળથી બતાવવામાં આવ્યાં હતાં તે તેં કરેલા કે નહીં.

જ—નહી સાહેબ પોલીસે મને જબરજસ્તીથી સ્ટેસ્ટમેંટ કરવાની ફરજ પાડી હતી સાક્ષીએ પોલીસ આગળ કરેલાં બધાં સ્ટેસ્ટમેન્ટો કરવાનો ઇન્કાર કર્યો હતો અને મી. કેંપની તપાસ બંધ કરી હતી આ વખતે મી વેલીનકરે પોલીસ સમક્ષ કરેલા સ્ટેટમેન્ટોની નકલો આપવાની ના કહી હતી આવી રીતે બાજી પલટાઇ જવાથી મેજીસ્ત્રેટે મહમદ શફીને જેલમાં રાખવા હુકમ કર્યો હતો.

ત્યારબાદ મી. કેંપે એમ્પાયર હોટેલના મેનેજરની જુબાનીલીધી હતી મેનેજર ગોપાલ સ્વામીએ જણાવ્યું કે ગયા સપટેમ્બરમાં મારી હોટલમાં બે પરોણા આવ્યા હતા હમારી હોટલમાં રીવાજ છે કે પરોણાએ પોતાને હાથે સર્વે વીગત રજીસ્ટર માં ભરવી પડે છે તેથી મારૂ રજીસ્ટર તપાસમાં માલુમ પડે છે કે ફ્ણસે અને પોંડે હમારી હોટેલમાં આવ્યા હતા ત્યારબાદ ગોવીંદ નામના લગેજ કલાર્કે જુબાનીમાં જણાવ્યું કે બે ત્રણ મહીના ઉપર એક મોટરકાર ઇંદોર મોકલી હતી તેની રસીદ ઉપર આનંદરાવ ફ્ણસેનું નામ હતું વળી પોલીસના મોટરખાતાના કેશીયર રામરાવ વીજયકર નામના સાક્ષીએ જુબાનીમાં જણાવ્યું કે રાતા રંગની ઝેડ નંબર ૯૨૫૭ની મોટરકાર આનંદરાવ નામપર રજીસ્ટર કરવાની રજા આપવામાં આવી હતી. ત્યારબાદ આવી હતી. ત્યારબાદ કોચીંગ કલાર્કની પણ જુબાની લેવાઇ હતી.

## કીલીનર અહમદની જુબાની.

બાવલાના મોટાર કીલીનર અહમદે બે આરોપીઓને ઓળખાવતાં જણાવ્યું કે મહમદ શફી અને બહાદુરશાહ એ બંને દોસ્તો હતા બહાદુરશા મહમદ શફીને ધણીવાર મળતો બહાદુરશાહે મને કહ્યું હતું કે ભોપાળનો વતની છે અને મુંબાઇમાં નોકરી માટે આવ્યો હતો અને એક વખતે સવારના સાડાસાતના સુમારે મેં તેને રાતી મેકરવેલકર ચલાવતાં જોયો હતો અને મને કહ્યું હતું કે તે એક પારસી શેઠને ત્યાં ડ્રાઇવર તરીકે કામ કરતો હતો સાક્ષીએ જણાવ્યું કે હું બાવલા શેઠ સાથે લોનાવલા ગયો હતો ત્યાં પણ મેં ?

બહાદુરશાહને બે ત્રણ વાર જોયો હતો તેજ રાતે પુના જવાનો છે તેમ પણ તેણે મને જણાવેલું અને લોનાવલાની એક હોટલમાં પણ બહાદુરશાહ અને મહમદ શફીની મુલાકાત પણ થઇ હતી ને થોડા દિવસ લોનાવલામાં હતા તે વખતે પણ બહાદુરશાહ મહમદ શફીને મળવા આવેલો ને તે બંને જણાએ ઘણો વખત છાની છાની વાતો કરી હતી તેમજ ૧૨ મી જાનેવારીએ મારા શેઠ મુમતાજને લઇ ફરવા ગયા હતા ત્યાં ચોપાટી ઉપર મિ૦ મેથ્યુસ મળવાથી મોટર થોભાવી અને મેથ્યુસને મોટરમાં બેસાડી હમો હેંગીંગ ગાર્ડ આગળ થઇ પસાર થતા હતા એટલામાં પાછળથી મોટર આવીને અથડી પડી અને તેમાંથી કેટલાક માણસો કુદી પડયા ને મારા શેઠને ઘાયલ કર્યા હતા ને મહમદ શફીએ પોલીસને ખબર આપવા કહ્યું પણ મને પોલીસ મળી શકી નહી એ રાતી મેકસ્વેલ કારને હાંકનાર પણ બહાદુરશાહ હતો હું પોલીસની તપાસ કરી આવ્યો તે વખતે આરોપીને દોરડાથી બાંધેલો હતો. અને શેઠને હસ્પીતાલમાં મોકલી દીધા હતા અને આ વાત પછી બીજે કે ત્રીજે દીવસે મહમદશફીને પકડવામાં આવ્યો.

## ઈન્સ્પેક્ટર લાયન્સની જુબાની.

લાયન્સે જુબાની આપતાં જણાવ્યું કે તા. ૧૨ મા એ રાતના કલકત્તા મેલ મારફને ઇંદોર ગયેલા સખસો વીશે તથા રાતી મેકસ્વેલ ગાડી ઇંદોર મોકલવામાં આવી તે વીશે મેં બાતમી મેળવી હતી તેમજ તા ૫ મી ફેબરૂઆરી હું ઇંદોર ગયો હતો ને નંબર ૧ થી ૮ સુધીના કેદીઓને આણ્યા હતા. આ વખતે

૨॥ વાગ્યાથી કોર્ટ લંચ માટે ઉઠી હતી ને ૩॥ વાગે કોર્ટ મળતાં ઓટોમોબાઇલ કંપનીના સેલ્સ મેન નવરોજજી ઢીલત્રાળાએ મી. કંપની તપાસમાં જણાવ્યું કે ૯ મા આરોપી ફણસેએ તા. ૨૩ મીએ મોટર માટે મને ઓર્ડર આપ્યો હતો. બીજો આરોપી ફણસે પણ તે વખતે સાથેજ હતો તેમજ મોટર કેટલાક માડલની ઝડપે દોડે છે તેની ટ્રાયલ કરવા માટે ચર્ચગેટ અને બેન્ડસ્ટેન્ડના વચ્ચે દોડાવવામાં આવી હતી અને આરોપીઓને તે રાતી મેકસ્વેલકાર પસંદ પડવાથી રોકડ રૂ ૫૬૧૧-૧૩-૦ આપી ખરીદી હતી ત્યારબાદ મિ. બાવલાના સેક્રેટરી મેથ્યુસની જુબાની લેવામાં આવી હતી. અને પોતે ચોપાટીપરથી બાવલાની મોટરમાં બેસી હેંગીંગ ગાર્ડન આગળ ગયા ને ત્યાં પાછળથી બીજી મોટરકાર આવી અથડાઇને બાવલાનું ખૂન થયુ તે વાત કહી જણાવી હતી વળી જણાવ્યું હતું કે પોતે શફી મહમદને ઓળખતા હતા માફીની શરતે તાજ તરફથી જુબાની આપતાં દસમાં આરોપી મહમદ શફીએ જણાવ્યું હતું કે હું બાવલાનો મોટર ડ્રાયવર હતો ને બહાદુરશાહને હું છેલ્લા સાડાત્રણ માસથી ઓળખું છું અને મેં તે આરોપીને રાતીકાર હાંકતો જોયો હતો ને તેણે બાવલાને ત્યાં ડ્રાયવર તરીકે રહેવા પણ મને કહ્યું હતું પણ જગ્યા ન હોવાથી મેં તેને ના પાડી હતી.

## પોલીસ આગળનો ખુલાસો

મી.—કેમ તમોએ પોલીસ આગળ ખુલાસો કર્યો ત્યારે જણાવ્યું હતું કે તમારા શેઠની એક સ્ત્રી રાખેલી છે તે તમે બહાદુરને વાત જણાવી હતી જ. જી નાં.

સ—તમે પોલીસને એમ જણાવ્યુ હતું કે બહાદુરશાહે તમને એમ કહ્યું હતું કે જે સ્ત્રી તારા શેઠ સાથે હતી તે નાસી આવી હતી

જ—ના.

સ—તમે પોલીસને એમ જણાવ્યું હતું કે બહાદુરે તમને મુમતાજના કામમાં નસાડી જવાને મદદ કરવા જણાવ્યું હતું.

જ—ના.

આ વખતે મી વેલનકરે ઉઠાવેલા કેટલાક વાંધા પરથી મેજી-સ્ત્રેટે આરોપીને જણાવ્યું કે તને બધી બીના સ્પષ્ટ બીના જણાવી દેવા માટેજ માફી બક્ષવામાં આવે છે અને તેથી તારે બધો કરાર કરી દેવો જોઇએ.

## મને ફરજ પાડી.

મેજીસ્ટ્રેટના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું હતું કે બહાદુરશાહ આગળ હું બીજુ બોલ્યો નથી. મેં પોલીસ આગળ આપેલી હકીકત મને કહેવાની ફરજ પાડવામાં આવી ત્યારબાદ મેજીસ્ટ્રેટ મીં કેમ્પને સાક્ષીના સામા પક્ષના સાક્ષી તરીકે ઉલટ તપાસ કરવાની રજા આપી હતી. આ વખતે ૫-૩૦ વાગ્યાથી કોર્ટ બંધ થઇ હતી અને મુકદમો તા. ૧ લી પર મુલતવી રહયો હતો.

## ડૉ હડસનની જુબાની.

તા. ૧ લી. ડોકટર હડસનની જુબાની લેતાં જણાવ્યું હતું કે તા. ૧૨-જાન્યુઆરીએ રાતના મી. બાવલાને દવાખાનામાં લાવવામાં

આવ્યા હતા. તેમને પીસ્તોલની ગોળીઓ ઘણી ઇજાથી કાઢી અને તે ઘણી ભયંકર સ્થીતીમાં હતા. મુમતાજ બેગમ સફીઅહમદ તથા મેથ્યુસને સાધારણ ઇજા થવાથી તેમને હોસ્પીતલમાંથી રજા આપી હતી ને જણાવ્યું કે બાવલાને ચપ્પુથી ઘા કરવામાં આવ્યા હતા ડોકટરની જુબાની પુરી થતાં વીલીયમ રોબર્ટ હેમન નામના યુરોપીઅન સાક્ષીએ જણાવ્યું. હું આર્મીનેવી સ્ટોર્શ કંપનીનો બંદુક અને હથીઆર ખાતાના વીભાગનો મેનેજર છું. અને બાવલાના ખુનમાં એફ–એન નામની પીસ્તોલનો ઉપયોગ થયો હતો. તે આ પીસ્તોલ ઉપરથી જાણી શકાય છે.

## સારજંટ વોટ કીન્સનો પુરાવો.

સારજન્ટ વોટ કીન્સે મી કેંપની તપાસમાં જણાવ્યું હતું કે તા. ૧૨ મી એ કેંપના કોરનાર આગળ પોતે ડયુટીપર હતો આશરે ૭-૩૦ ચોકસ ખબર મળતા હું મલબારહીલ તરફ ગયો ત્યારે મી બાવલા જમીન પર પડેલો અને મુમતાજ તેની પાસે બેઠી હતી સઘળા જખ્મી થએલા સખ્સોને બાવલાની કારમાં બેસાડયા. અને પહેલા આરોપીને પણ બેસાડવામાં આવ્યો હતો. પહેલા આરોપીની તપાસમાં રૂ. ૨૦૦૦ ની નોટો રૂ. ૧૦૦ ના કડકામાં મળી આવી ત્યારબાદ દવાખાનામાં ઓપરેશન કરવામાં આવ્યું હતું આવી રીતે ઘણાક બીજા પણ પુરાવા લઇ તેમજ જુરીના સભ્યોના અભિપ્રાયો લઈ નામદાર જડજ સાહેબે નીચે મુજબનો ફેંસલો આપ્યો હતો.

નવ ગુજરાત ઉપરથી

ઘર ઘરનો શણગાર.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા

# મનહર સરળ ગરબાવળી

**મૂલ્ય માત્ર દશ આના**

આ ગરબાવળી આધુનિક સમયને અનુસરી પ્રગટ કરવામાં આવી છે જેની અંદર ગૃહસ્થ સ્ત્રીઓ અને બાળાઓને આપવામાં આવતું સંગીતનું જ્ઞાન જેને માટે જોઇતા ઉપયોગી ગાયનો, ગઝલો, ગરબાઓ વિગેરેનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે જેમાં સીતાજીની કાંચળી વૈદરભી વનવાસ સત્યભામાનું રૂસણું, રાધાજીના વિવાહ, લગ્નના ગીત, અધરણીના મોશાળા. જનોઈ વીગેરે વખતને અનુસરી એટલી તો ઉપયોગી બનાવી છે. તેના પ્રમાણમાં કીંમત કાંઈજ નથી. ગ્લેઝડ કાગળ ઉત્તમ આર્ટ પેપરના ટાઇટલ સાથે

આજેજ લખો,

**"ગુજરાતી" સાહિત્ય મંદિર.**

સલાબતપુરા—સુરત.

# બાવલા કેસનો ચુકાદો.

## ત્રણ જણને ફાંસીની સજા.

### ચાર જણને જન્મભર દેશનિકાલ.

### બે નિર્દોષ.

જ્યુરીએ તહોમતદાર શફી મહમદ, પુષ્પશીલ બળવંત રાવ પોંડે, બહાદુરશાહ મહમદશાહ, શામરાવ રેવાજી ડીઘે અને ગંગારામ આણંદરાવ ફણસેને સર્વાનુમતે ગુન્હેગાર ઠરાવ્યા હતા અને અકબરશાહ મહમદશાહ અને અબ્દુલ લતીફ મોયુદીનને ૮ વિરૂદ્ધ ૧ અને ૭ વિરૂદ્ધ ૨ મતે અનુક્રમે ગુન્હેગાર ઠરાવ્યા હતા. તહોમતદારો મુમતાજ મહમદ સૈયદ મહમદ અને કરામતખાનને સર્વાનુમતે નિર્દોષ જાહેર કર્યાં હતા. શફી મહમદ, પોંડે અને ડીઘે એ ત્રણને ફાંસીની સજા, બહાદુરશાહ મહમદશાહ, અકબરશાહ મહોમદશાહ, અબ્દુલ લતીફ મોયુદીન અને આણંદરાવ ફણસે એ ચારને જન્મભર દેશનિકાલની સજા ફરમાવવામાં આવી હતી. અને બાકીના બે મુમતાઝ મહોમદ, સૈયદ મહોમદ અને કરામતખાન નિઝામખાનને છોડી મૂકયા હતા.

---

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસમાં રઘુભાઇ લલ્લુભાઇ દેસાઇએ છાપ્યું અને 'નવચેતન' પુસ્તકાલય માટે જેઠીશનદાસ ત્રિભુવનદાસ પટેલે પ્રગટ કર્યું.